# પ્રસ્તાવના.



આ અસ્પૃશ્ય વર્ગની બાબતનો લેખ પ્રસિદ્ધ કરવાનો અમારો હેતુ એટલા પુરતો છે કે જે હિંદુ સમાજનું આપણે પણ અંગ (હીંદુ) હોવા છતાંએ સમાજે આપણને કેમ તજી દીધા તે માટે અસ્પૃશ્ય વર્ગનો ઇતિહાસ જાણવાની જરૂર છે. જે જે કારણોને લઈ આપણો સમુહ અધમતાને પામ્યો હોય ત્યાં તેવાં તે નીચ કર્મોમાંથી આપણને મુક્ત થવાની અગત્યતા કંઈ ઓછી નથી. અસ્પૃશ્યતા એ આસકાળ તથા સમયને લઈ યોજાએલો છે એમ માનવાના કારણો આ લેખમાં આપેલાં છે પણ તે અનાદીકાળથી ધર્મ તરીકે મનાતો આવેલો હોય એમ પ્રમાણ નથી. આ રીતે અસ્પૃશ્યતાની ઉત્પત્તિનો હેવાલ સમજાવવામાં આપણી જ્ઞાતિના ગુરૂ શ્રી મહંત મોહનદાસજીએ યથા-શ્રમ લીધેલ છે તેથી તેમનો ઉપકાર આપણે કદી ભૂલવો જોઈએ નહી. એટલા માટે પ્રત્યેક બંધુઓને આ પુસ્તકમાંની બાબતો વાંચવા અને વિચારવા અમારી પ્રાર્થના છે.

પ્રસિદ્ધ કર્તા.

**જ્ઞાતિ સેવકો.**



# ઉદ્દેશ.



મહા માન્યવર સુજ્ઞ તથા ધાર્મિક નરવિરો !

આ લઘું લેખમાં અસ્પૃશ્ય વર્ગનો ઉદય તથા હિંદુ ધર્મની ઉંચી ભાવનાઓ પ્રાપ્ત થાય એટલાપુરતો આ લેખનો ઉદ્દેશ છે.

આ લેખમાં આપેલાં દ્રષ્ટાંતોનુંસાર વર્ત્તનાર ધર્મિષ્ટ નેતાઓનો આભાર માનવા વિનંતિ છે. લેખન પદ્ધતિની શૈલીમાં ખામિ તથા વાગ્દોષ માલુમ પડે ત્યાં વક્તાની અલ્પ બુદ્ધિ અને વિશેષ ધાર્મિક ભાવનાને લીધેજ હોય એમ માની લઇ વાંચકવૃંદ દરગુજર કરશે અર્થાત્ પોતાની શૈલીએ કરી મારા શબ્દોમાં સુધારો કરી લેવા પ્રાર્થના છે.

ઉદ્બોધક.



# અસ્પૃશ્ય વર્ગનો ઇતિહાસ.

॥ मंगलम् ॥

रुचंनो धेहि ब्राह्मणेषु रुचं राजसु नस्कृधि ।
रुचंवि श्येषु शूद्रेष मयि धेहि रुचा रुचम् ॥

( યજુ. અ. ૧૮ મં. ૪૮ મો. )

હે પરમેશ્વર ? અમારી જાતિનાઓ અછૂત, અન્ત્યજ, અસ્પૃશ્ય નહિ હોવા છતાં-કળીયુગી બ્રાહ્મણોથી લઈ બીજી પેટા જાતિઓ કે જેઓ ભૂદેવોના ભડકાવ્યાથી અમારા આડે આવે છે તથી તેઓમાં પ્રેમ સ્થાપિત થાય એટલુંજ નહિ પણ હમારા રાજાઓમાં, વૈશ્યોમાં, અને શુદ્રોમાં પણ એવીજ ભાવનાઓ થાય અને અમારામાં પણ તેઓ પ્રત્યે અવિચ્છિન્ન પ્રેમ હોવો જોઇએ.

આપણા આર્યાવર્ત દેશમાં હાલ જે જે વર્ણો જોવામાં આવે છે તે સૃષ્ટિની સ્થાપના થયા પૂર્વે કે પછી નહોતી, પણઃ-

एक एव पुरा वेद प्रणवः सर्व वाङ्मयः ।
देवो नारायणोनाऽन्यः एकोऽग्निर्वर्णएवच ॥

(ભાગવત સ્કંધ ૯ શ્લો. ૧૮.)

સર્વ વાણીમય ( ભાષા ) નો એકજ વેદ તથા એકજ નારાયણ અને એ નારાયણને પ્રાપ્ત કરી લેવાનો પણ પ્રણવ એવો એકજ ૐ મંત્ર હતો, તત્પરાન્ત પુજા પાઠ પણ એકજ અગ્નિ અથવા સૂર્યની તેમજ એકવર્ણ (જાતિ) સમાન હતાં, એ પ્રમાણે સત, ત્રેતા અને દ્વાપર યુગ પર્યંત ક્રમ રહેવા છતાં નિચે પ્રમાણે એક જાતિમાંથી ચાર આશ્રમો બંધાયા.

**ब्राह्मणः क्षत्रियो वैश्य स्त्रयो वर्णाद्विजातयः ।**

**चतुर्थ एकजातिस्तु शूद्रोनास्तितु पंचमः ॥**

( મનુ. આ. ૧૦ શ્લો. ૪)

જે વેદાધ્યન કરે ને કરાવે એવાઓને બ્રાહ્મણ કહેતા. પ્રજાના કાર્યોમાં વિઘ્નો નાખનાર જે ( ચોર ) અનાર્યોને વસ રાખે એવા બળવાન જણાતાને રાજા ક્ષત્રિ કહેતા. ખેતી વિગેરેનો જેઓ વેપાર કરે તેઓને વૈશ્ય કહેતા અને જેઓ સેવા--ધર્મ બજાવે તેવાઓને શૂદ્ર કહી બોલાવતા, એ પ્રમાણે કામો કરવાથી ચાર પ્રકારના અધિકાર બંધાયા પણ અત્યારના પેઠે તેઓમાં ઉંચ નિચના વાડા વહેવાર જુદા ન હતા તે ઉપરના શ્લોકથી “ **चतुर्थ एकजातिस्तु** ” ચારે વર્ણ એક જાતિ હોઇ ભોજનાદિ પણ એક સાથે કરતાં ? તેમાં શૂદ્રો વિષે

શંકા હોય તો તે " शुद्रो नास्तितु " શુદ્રો સુદ્ધાં ભેળા જમતા. એ રીતે વેદોમાં તથા ઇતિહાસોમાં તપાસી જોતાં શુદ્રોને પણ આગળના લોકો અસ્પર્શ્ય ગણતા નહી પણ દરેક કાર્યમાં તેમની મદદ લેતા.

(વિ. ધ. ઇ. પૃ. ૬.)

એ રીતે પૂર્વકાળના લોકોની પ્રથા એકતાવાળી હોવા છતાં પાંચવી જે અન્ત્યેજ જાતિના વિષે ઇર્ષાખોરોનું મ્હો ઉ-બળતું હોયતો " नास्तितु पंचमः " મનુજી કહે છે કે પાંચમી જાતિ તો હતીજ નહી ? ને છેજ નહી. ત્યારે જાતિ ક્યાંથી એ વિષેનો પ્રશ્ન હોય તો આજથી ચાર હજાર વર્ષ પૂર્વે મહા ભારતના યુદ્ધમાં પૃથ્વીપતિ રાજાઓનો જ્યારે વિ-નાસ થયો ત્યારે " कलिमळग्रसेउ धर्म सब " કળીયુગની પ્રેરણાયે કરી મહિધર ચાર વાક શાયણાચાર્ય વિગેરે આસૂરિ સપ્ન (અનાચાર્યો દ્વારા ) જીવહિંસા કરી નિર્વાહ ચલાવનારા-ઓનો સમુહ દેશમાં વધી પડયો એથી અહિંશા પર્મો ધર્મ જીવહિંસાનો અટકાવ કરવાના ઈરાદેઃ—

**कर्म क्रियाविभेदेन चातुर्वर्ण्यं प्रतिष्ठितं ॥**

( મહા ભારત, વનપર્વ. અ ૧૯.

ગુણ કર્મોને લઇ ચાર વર્ણોના વાડા બંધાયા. આમ છતાં

દેશમાંથી જીવહિંસા જ્યારે બંધ થઇ નહી ત્યારે આજથી ૨૦૦૦ વર્ષ પહેલાં બૌદ્ધધર્મનું બંધારણ બંધાયું તેમણે જીવ હિંસાનો અટકાવ કરી સર્વને એક જાતિ સમાન માનવાનાં સુત્રો જાહેર કર્યાં, કાળ જતાં જ્યારે બૌદ્ધ ધર્મની સતા મોળી પડતી ગઇ ત્યારે દેશમાં પુનઃ જીવહિંસા વધી પડી તેથી તેનો મહારાજા અશોકે અટકાવ કર્યો.

( અશોકમાંથી ઉતારો. )

અશોકના પછી દેવીઓને બળીદાન આપવાના બહાને પુનઃ જીવહિંસા કરનાર અધર્મ વાદીઓનો વધારો થયો. તેનો નવા બ્રાહ્મણી રાજ્યોએ અટકાવ કર્યો, પરંતુ એક બ્રાહ્મણ શિવાય બાકીની જાતિઓને ઉતરતી ગણી તેમાંથી એક અને એકમાંથી બીજી એમ કામો પરથી પેટા જાતિઓનુ દૃઢ બંધારણ બાંધ્યું.

આમ કર્યા પછી એકબીજાની જાતિઓના વાડામાં અન્ય દાખલ થઇ શકે નહિ ! કદાચ તેમ થાય તો તેના માટે પ્રાયશ્ચિત કરનારાં શાસ્ત્રાવડે પાવન કરી લેવાનો ડંકો કાયમ કર્યો આમ જાતિ બંધારણ બંધાવ્યા છતાં જ્યારે માંસભ ક્ષકોને તે વિના ચાલી શક્યું નહી એટલે તેવાઓને મરેલાં પશુ પ્રાણીઓનાં માંસ ખાવાની ફરજ પાડી ગામથી દુર વસાવ્યાં.

( વિ. ધ. પટેલ. નોધ. પૃ. ૭૫.

બ્રાહ્મણી રાજ્યની સત્તા જેમ જેમ આમતિ ગઈ તેમ તેમ જાતિઓનું બંધારણ દૃઢ થતું ગયું પરંતુ તેમાંજ માંસ ભક્ષક હતા તેઓના પર એવો શિતમ ગુજારાયો કે તેવાંને પ્રાશ્ચિત કરી પુનઃ કોઇ પણ જાતિમાં લઇ શકાય નહી અર્થાત્ તેઓ ભુલેચુકે શ્રુતિ વચનો સાંભળે તો કાનમાં ગરમ સીસું રેડી તેમને મારી નંખાવાનો પ્રતિબંધ ઘડયો, વળી તેમનો પડછાયો બ્રાહ્મણ પર ન પડવો જોઇએ તેટલા માટે રસ્તાથી દુર ખસી જઈ અદ્દપ કરીને ઉભા રહેવું વગર બોલાવ્યા ખમા ખમા બાપાને ઘણી ખમા વિગેરે વિનય વચનોવડે બોલાવે.

એ પ્રમાણે અસ્પર્શ્ય જાતિનું બંધારણ બ્રાહ્મણી રાજ્યોથી બંધાયા છતાં જ્યારે અસ્પર્શ્યોને ઓળખવાની જરૂર જણાઈ ત્યારે તેમના પાસે અમુક ચિન્હો રાખવાની ફરજ પાડી તે એવી રીતે કે કપડાં વણનાર વણકરના માથે સુતરનો ફાળકો તથા વિબાયવાળું અંગરખું પહેરે તે, તથા ચર્મકાર સાબરનું શિંગડું પીઠે બાંધે અને ભંગી કમરે ઝાડુ તથા થુંકવા માટે ડોકે હાંલ્લી રાખે તોજ ગામમાં જઇ શકે.

( જૈન શ્વેતાંબર કોન્ફરન્સ મી. હે. મા. )



# અસ્પૃશ્યતાનો અંત.



એ રીતે બ્રાહ્મણી રાજ્યોની કૃતજ્ઞતાએ કરી અસ્પૃશ્ય વર્ગના પર ત્રાસ ગુજરતો જ્યારે ભગવાનથી સહન નહી થ ત્યારે શંકરના અંશરૂપ શંકરાચાર્યજીને સંસારમાં અવતાર ધ રણ કરાવી મોકલ્યા, પરંતુ તે શંકરાચાર્યજી સંસારમાં આ પછી પૂર્વાપરનું ભાન ભુલી તેઓ યુકત બ્રાહ્મણોના મળતીયા થ ગયા અને અસ્પર્શ્યના પર ક્રૂર કાયદો જેમનો તેમ જારી ખ્યો. એથી શંકર ભગવાન—ચાંડાળનું રૂપ લઇ બ્રાહ્મણોના ને શંકરાચાર્યને પ્રાતઃકાળે ગંગામાં સ્નાન કરીને આવતા હતા વખતે તેમને કાશિની બજાર વચ્ચે મળ્યા. એ ચાંડાળને જો શંકરાચાર્ય દુર ભાગવા લાગ્યા. એ જોઇ ચાંડાળે કહ્યું કેઃ— જગદ્‌ગુરૂ થવાનો દાવો કરનાર શંકરાચાર્યજી મહારાજ મ એથી તો "**एकोब्रह्म द्वित्योनास्ति**" શું ? પ્રભુ પાસે ચાંડાળ બ્રાહ્મણ દ્વિજ અને અદ્વિજ એઓમાં કંઈ ભેદ છે ? ના હોય પછી આમ ચાંડાળને જોઈ દુર નાસવું એ તમારા જેવાને છાજ નથી એટલુંજ નહિ પણ તમને જગત્‌માં તેવું જ્ઞાન ફેલાવ માટેજ સૃજ્યા છે. એટલે તમારે સર્વ પર સમાનતા પ્રવર્તા

વી જોઈએ. ચાંડાળનાં આવાં વાગ્બાણ વાગવાથી શંકરાચાર્યજી-નું હૃદય ભેદાઇ ગયું અને પોતાનું રહેજ અધુરૂં રહેલું જ્ઞાન-ચક્ષુ ઉઘડી ગયું તેજ વખતે પોતાના ઉદ્ગારોથી કહ્યું કેઃ-"अन्त्यजोयमित्ति संपति बुद्धिम्" હું આજથી સર્વેમાં સરખો આત્મા જોઇશ અને આ ઉંચ કિંવા નીચ એવી મારામાં જે રહેલ બુદ્ધિને 'सत्यजामि'તિલાંજલી આપીશ એટલુંજ નહિ પણ"सद्विजोऽस्तु भवतु श्वपचोवा, वंदनीय ईतिमे द्दढनिष्ठा" આજથી દ્વિજ અને અદ્વિજ તથા શ્વપચ એ સર્વે મને વંદનિય છે એમ કહી શંકરા-ચાર્ય મહારાજે " शूद्रोवर्णश्चतु र्थो ऽ पि वर्णत्वाद्धर्म मर्हति " શૂદ્ર અને અછૂતોને ધર્મનિતિમાં દાખલ કર્યા પછી અસ્પર્શ્યા-તાનો અંત આણ્યો.

( શં. દિ. ના ૬ ટ્ઠા સર્ગના શ્લો. ૨૧ થી ૩૯ )

પછીના બ્રાહ્મણ આચાર્યોએ ધાર્મીક ભાવનાઓને આડે કરી અસ્પૃશ્યોને પુનઃ દુર રાખ્યા.

કાળ જતાં શેષજીનેસંબોધી રામાનુંજ રૂપે ભગવાને સં-સારમાં મોકલ્યા. એ રામાનુજ જ્યારે નાનપણમાં પોતાના ગુરુ યાદ્વપ્રસાદજી પાસે વિદ્યાભ્યાસ કરતા હતા ત્યારે ઈશ્વરની વ્યાપકતા અને સંભાવના વિષે સંવાદ થયો તેમાં યાદ્વપ્રકાશ

સેના હારી જવાથી રામાનુજને મારી નાખવા કાશીની યાત્રા કરવાને બ્હાને યાદ્રયપ્રસાદજી શિષ્ય મંડળ સાથે નીકળ્યા. પણ ગુરૂના કપટની રામાનુજને ખબર પડતાં તેઓ ગુરૂ-સંઘમાંથી નાશી છુટયા. તે ઘોર જંગલમાં એક ભીલ ભીલણને ત્યાં તેમણે આશરો લીધો. તેમના ઘરનું અન્ન પાણી લીધું.

પછી એ ભીલ ભીલણના બોધથી પતિતોનો ઉદ્ધાર કરવાનું સુત્ર રામાનુજજીએ હાથમાં લીધું તેથી બ્રાહ્મણો સાથે તેમને વારંવાર વિવાદો થતા. એમ કરતાં એક વખતે કાંચીપૂર્ણનો રામાનુજે સત્કાર કર્યો. તેઓ શૂદ્ર હોવા છતાં સ્વામીજીએ રસોડામાં સાથે બેસાડી તેમને જમાડયા. આથી રામાનુજની સ્ત્રીએ પોતાના મનમાં અપવિત્ર થવાનો શક ધર્યો તેથી તે સ્થળ તથા પાત્રા અને કપડાં ધોતી સ્નાન કરતી રામાનુજજીએ જોઇ ત્યારથી તેનો ત્યાગ કરી (ત્યાગી) થયા.

ઘરનો ત્યાગ કર્યા પછી ત્રિદંડ સન્યસ્ત લેવા સારૂં ઘણ આચાર્યો પાસે ગયા પણ પોતે પતિતપાવનિય પ્રવૃતિવાળ હોવાથી કોઇએ તેમનો સત્કાર કર્યો નહિ છેવટે મહાપૂર્ણ સ્વામિએ ગુરૂ મંત્ર આપતી વખતે સોગન લેવરાવ્યા કે—"મન્ત્રઃ પતિતો શ્રવણ ન ગચ્છતિ" ભગવાનનો ગુપ્તમંત્ર પતિતોને

કાનમાં કદી પડવા દેવો નહિ. એવી શરતે રામાનુજજીએ સાધુ દિક્ષા પ્રાપ્ત કરી લઈ ગુરુ પાસેથી છુટા થયા પછી પોતાને એમ લાગ્યું કે કર્મોથી હિન થએલા પતિતોને પોતાના દુષ્ટ કૃત્યોથી છોડાવી ભગવત ધર્મમાં લાવતાં મને ભલે નર્કયાત્ના પ્રાપ્ત થાય તો પણ આ સત્ય મંત્ર પતિતોના હૃદયમાં પઠાવી તેઓને દુષ્ટ કૃત્યો કરતાં અટકાવી સન્માર્ગે દોર્યા વગર હું નહિ રહું એમ નિશ્ચય કરી પોતે પતિતપાવન ધર્મ પ્રવૃતાવ્યો. એવામાં પોતાના શિષ્ય મંડળ સાથે એક ધનુરદાસ શૂદ્રને રાખવાથી બ્રાહ્મણોનો તેમના પર દ્વેષ થયો અંતે બ્રાહ્મણો તરફથી સ્વામિજીને ઝેર દેવાનો ઠરાવ થયો પરંતુ ઝેર દેનારની સ્રી તરફથી રામાનુજને ખબર મળી તેથી બચી ગયા.

( પ્રપન્નામૃત. અધ્યાય ૨૪ માં. )

એ રામાનુજે વર્ણાશ્રમ ધર્મના કર્મકાંડને ઘણું મહત્વ આપનારાં ગ્રંથો રચ્યાં છે તો પણ તેમાં એક બારી એવી રાખી છે, કે "મારા સંપ્રદાયમાં ઈશ્વર દૃષ્ટિએ બ્રાહ્મણ અને શુદ્ર સરખા છે."

( ધર્મ વર્ણન પૃ. ૯૦ મું )

રામાનુજજીનો આવો અભિપ્રાય બ્રાહ્મણોએ જાણ્યો તેથી તેઓને પોતાના ગુરૂ પૂર્ણાચાર્યજી પાસે તેડાવ્યા. અહીંયા

ગુરુ શિષ્ય વચ્ચે સંવાદ જામતાં શાસ્ત્રવાદાત્મિકતાથી હાર ખાતાં ગુરુ પૂર્ણાચાર્યજીએ પતિતોદ્ધાર પ્રકરણને માન્ય કર્યું એવામાં રામાનુજે દિક્ષિત કરેલ કોઇ શૂદ્ર જાતિના (સાધુ) નું મરણ થયું. તેનો દેહ સંસ્કાર પૂર્ણાચાર્યજીના હાથે થવાથી તેમાં સઘળા વૈષ્ણવોએ વાંધો લીધો તેના ઉત્તરમાં પૂર્ણાચાર્યજીએ કહ્યું કે હું રામચંદ્રજીથી મોટો નથી કેમકે, તેમણે માંસભક્ષિ જટાયું, ગૃદ્ધ, સબરી વગેરેને પોતાને હાથે અગ્નિસંસ્કાર કર્યો છે, વળી ધર્માત્મા યુદ્ધિષ્ટિરે શૂદ્ર જાતિના વિદૂરને પણ તેવોજ દેહસંસ્કાર કર્યો હતો.

(પ્રપન્નામૃત અ. ૪૪.)



# પતિતપાવનિય સંપ્રદાયની સ્થાપના.



રામાનુજજીના દેહાન્ત પછી ૧૦૦ વર્ષો સુધી અસ્પૃશ્ય વર્ગનો પ્રશ્ન મુલત્વી રહ્યો. એથી બ્રાહ્મણાચાર્યોની ઈર્ષાનો (તિમિર) ઉદય થયો. વળી મુસલમાની રાજ્યોના જુલમાટ તથા દુષ્કાળનાં સંકટોથી અસ્પૃશ્ય વર્ગની જાતિમાં વધારો થયો. આમ થવાથી હિંદુઓનો બીજો અંશ અધર્મતાએ પહોંચ્યો, તેથી પૃથ્વિી ધ્રૂજવા લાગી. અંતે ગાયનું સ્વરૂપ લઈ બ્રહ્માજી પાસે ગઇ. ત્યાં બ્રહ્માજી શીવજી પાસે અને શીવજી વિષ્ણું પાસે પૃથ્વિને લઇ ગયા. ત્યાં દેવતાઓએ અરજ કરવાથી સ્વયં-વિષ્નુ પરમાત્માએ કહ્યું કે '**परित्राण**' સંકટમાં સડતાઓને '**परिरक्षण**' દુઃખ મુકત કરવાને હું આવીશ. એમ કહી સઘળા દેવતાઓને શાન્ત કર્યા.

(અગસ્તય. સ. અ. ૧૩૧.)

ત્યાર પછી સ્વયંવિષ્નુ ભગવાન પોતે સ્વામિ રામાનંદજીના નામથી પ્રયાગ નગરમાં મુનિ પુણ્યસદન અને માતા સુશિલાને ત્યાં પ્રગટ થયા. તેમણે સાધુ દિક્ષા લીધા પછી પૂર્વાચાર્યના ચાલથી વિલક્ષ ખાખી, નાગા, અખાડમલ માર્ગ

ચલાવ્યો. અને જ્યાં ત્યાં ફરી કર્મહિન જાતીઓને પોતાના ધર્મરૂપી નાવમાં બેસવાની જગ્યા આપી આથી દક્ષિણ હિંદના આચાર્યોએ સ્વામીજીના વિરૂદ્ધ મોટી સભા તોતાદ્રીની ગાદીમાં ભરી તેમને બ્રાહ્મણ આચાર્યોના પંક્તિ બહાર કર્યા. આથી ગુરુ રાઘવાચાર્યજીએ રામાનંદજીને ઉતર હિંદમાંના કાશી નગરમાં મોકલ્યા. ત્યાંના બ્રાહ્મણો વચ્ચે સ્વામિજીએ "पतितो पावनिय संप्रदाय" નો ધ્વજ ફુકાવ્યો અને રૈહિદાસ (ચર્મકાર) કબીર (મુસલમાન) શેના (હજામ) વગેરે નીચ ઉચ જાતિનાઓને સાધુ સંસ્કારો આપી બ્રાહ્મણો વિરૂદ્ધ તેમણે જટાજુટ ખાખી મત ચલાવ્યો. આ વખતે રામાનુજનાં ગ્રંથો બહુધા સંસ્કૃતમાં હોવાથી તેનો લાભ દરેક જનથી લઇ શકાતા નહી તથી તેમાંના સાદી અને સરળ હિંદી ભાષામાં રામાનંદજીએ ઉતારા કરાવ્યા જેથી દરેક વર્ણને ઈશ્વરી માર્ગ ગ્રહણ કરવામાં સુગમતા પડી અર્થાત્ લાખો અને કરોડો પતિતો અન્ય ધર્મમાં જતા અટકયા એટલુંજ નહિ પણ મુસલમાન સમેત હિંદુ સમાજમાં સામેલ થયા.

( પતિતશુદ્ધિ પૃ. ૩૫ માં )

જે કાળમાં રામાનંદજીએ પતિત પાવનિય સંપ્રદાયની સ્થાપના કરી તે કાળમાં મુસલમાનોનું જોર વધેલું હતું તેથ

તેઓના જુલમાટમાં જે હિંદુઓ પકડાતા તેઓને જોરજુલમ-થી ઈસ્લામી ધર્મ ગ્રહણ કરવો પડતો જેઓ તે ધર્મ ગ્રહણ ન કરે તેને મારી નાખતા અથવા ચટી-દંડ-જજીઆ ( વેરો ) આપવો પડતો જે નીર્ધન કે ગરીબ હોય ને જેનાથી જજીઆ આપી શકાય નહિ તેવાના પાસે હલકાં કામો જેવાં કે બાજરૂ વાળવાનાં, રસ્તા વાળવાના, મૂએલાં ઢોર ખેંચી નાખવા વિગેરે ગુલામગીરીના ધંધા કરાવતા એથી પણ મહમદઘોરી, અ-લાઉદ્દીન ખુની, મહમદ તઘલખ, તૈમુર લંગડો, મહમદ કા-સમ અને અહમદશાહ અબદલ્લીના વખતમાં ઉપર કરતાં વ-ધારે જોરજુલમ હિંદુઓ પર થતો.

(માર્સ્ડન ઇ. ઉપરથી.)

એ રીતે મુસલમાનોની ત્રાસજનક વર્તણુંક જ્યારે હિં-દુઓથી ન સહન થઈ ત્યારે તેઓમાંથી કેટલાકો મુસલમાન થયા કિંવા નોકરીમાં રહ્યા, તે ઉપરાંત તેઓના પાસે હલકાં કામો કરાવી અસ્પૃશ્ય કર્યા એ રીતે એ વર્ગના અં-દર અતિશય વધારો થવાથી રામાનંદના શિષ્યોમાંથી કબીર, નાનક, પ્રણામિ, ચૈતન્ય વિગેરે મહાત્માઓએ હિંદુસ્થાનમાં ફરી એવો બોધ કર્યો કે હીંદુ અને મુસલમાન ઉભયના ખુદા એકજ છે. આમ કહેવાથી હિંદુ અને મુસલમાનો વચ્ચે જે

કાયમના ઝગડા હતા તે મટાડયાં. આથી હિંદુઓમાં પેસી ગયેલ અસ્પૃશ્યતાનો અમલ કંઇક અંશે બંધ પડી ગયો.

(મારર્ડન ૪. )

વળી આવા સમયમાં હિંદુ રાજાઓ પણ એકતા છોડી પરસ્પર લડાઇઓ કરતા. તેમાં ભુવડ અને જયશિખરી, મૂળરાજ અને સામંતસિંહ તથા સોરઠ, લાટ વગેરે દેશોના રાજાઓ સાથે મૂળરાજની લડાઈમાં સિદ્ધરાજ અને માળવાના રાજાના યુદ્ધમાં, ભીમદેવ અને અજમેરના રાજા વિશળદેવના યુદ્ધમાં પૃથ્વીરાજ અને ભોળા ભીમના યુદ્ધમાં કરણઘેલો અને અલ્લાઉદ્દીન ખીલજીનાં યુદ્ધ જે જે સમયે થયાં. તેમાં હજારો હિંદુ રૈયત પર જોરજુલમ થવાથી તેમને હલકાં કામો કરવાં પડયાં હતાં અને કેટલાકોને ઉંચ વર્ગમાંથી અસ્પૃશ્યતા ગ્રહણ કરવી પડી હતી. તે સર્વેને નિર્વિવાદ છે. આથીજ અસ્પૃશ્યતાની દિન પ્રતિદિન વૃદ્ધિ થતી ગઇ અને બિચારા ગરીબડા હિંદુઓ પુરેપુરી અધર્મ સ્થિતિએ પહોચ્યા.

( ગુજરાતના ઈ. તથા રાસમાળા ઉપરથી )

વળી ક્ષત્રિયો પોતે ક્ષત્રિયોપર જુલમાટ કરતા તેથી પણ રજપુતોને શૂદ્રતા ગ્રહણ કરવી પડતી તે ક્ષત્રિઓએ ક્ષ-

ત્રિઓને નિચ બનાવ્યાના દાખલામાં ગુજરાત પાટણની ગાદીએ મૂળરાજ ૧લાએ તૈલગણના મીર ને શોરઠના ગ્રાહરિપૂને તથા લાટ દેશ વિગેરે પર મોટી સ્વારીઓ કરી–દુશ્મનની ફોજનાં માણસોને કેદ કરી–પાટણની રાજધાનીમાં લાવી વસાવ્યાં, પાછળથી દુશ્મન રાજાના લશ્કરો એ આવી પોતાના માણસોને મુકત કરવા માંડયા, તેમાંથી કેટલાકો નાસી છુટયા અને કેટલાકો જેમના તેમ પર રાજ્યમાં રહ્યા, તેઓને મૂળરાજે ગામથી બહાર વસાવ્યા અને તેમની સુકોમળ સ્ત્રીઓને ગુલામડી તરીકે વેચી–પુરૂષ અને નાનાં બાળકોને વગડાના ભીલો સાથે રહેવાની તથા ભીખ માગીને ખાવાની ફરજ પાડી–જેઓ એવી રીતે જીવન ગુજારતાં સરમાયા તેવાઓ પાસે ગામના લોકોના વેઠ-વારા તથા છાંણવાસીદાં વિગેરે હલકાં કામો કરે તે ગામની નજીક રહેવાની મૂળરાજે દયા વાપરી. આથી તેઓમાંના કેટલાક અસ્પૃશ્ય મનાતિ જાતિઓના સહવાસમાં સપડાયા.

( રાસમાળા ભાષણ ૧લા, જૈનાચાર્ય કથન પૃ. ૬૫ )

પાટણના સિદ્ધરાજે તેના કાકાના દીકરા કુમારપાળને મારી નંખાવવાનો નિશ્ચય કર્યો હતો, દર્મિયાન કુમારપાળ નાસતાં સંતાતાં તેને ખાવાનું નહી મળવાથી તે રાત્રિના વખતે એક

અઘોરીને ત્યાં ગયો. અઘોરીએ પાસેના સમસાનમાંથી અર્ધ-દગ્ધ (શેકાએલું) માણસનું માંસ લાવી આપ્યું, પણ તે કુમારપાળના જાણવામાં આવ્યાથી તેને તજી દઇ નાઠો.

ઘણા દીવસની લાંઘણોથી પડતો અથડાતો કુમારપાળ એક પ્રવાસે નીકળેલી બાઈના માણસોને જમવા બેઠેલાં જોઈ ત્યાં ગયો ને તેઓના પાસેથી વેગળે ઉભા રહી ભીખ માગી ખાધું.

આ પ્રમાણે ક્ષત્રિઓએ ક્ષત્રિઓને શૂદ્ર બનાવ્યાના લેખો ઘણા છે તે ઈતિહાસોમાં જુવો.

## કેટલીક અસ્પૃશ્યતા સિદ્ધરાજે દૂર કરી.

સિદ્ધરાજે પાટણમાં સહસ્રલિંગ નામે એક સુંદર સરોવર ખોદાવ્યું. તેમાં એક જસમા નામની ઓડણના શ્રાપથી તે તળાવમાં બીલકુલ પાણી આવ્યું નહિ એ વાત જસમાં અને સિદ્ધરાજની વાત પરથી સર્વેને વિદિત છે. બ્રાહ્મણોને પુછતાં તેમણે તળાવના ફરતાં એકહજાર મહાદેવનાં દેવાલયો બંધાવ્યાનો વિધિ બતાવ્યો તે પ્રમાણે સિદ્ધરાજે કર્યું પણ પાણી આવ્યું નહી એટલે એક સિદ્ધયોગીના કહેવાથી બત્રીસા નરનો હોમ,

કરવા ઠરાવ થયો તેથી મયા નામના એક વણકરનો એ તળાવમાં હોમ કર્યો તેમાં અસ્પૃશ્ય જાતિનાં દુઃખ દુર કરવાની માગણી મયાએ મરતી વખતે સિદ્ધરાજ જયસિંહ પાસે માગી. તે તળાવમાં પાણી આવ્યાથી રાજાએ પાર પાડી આથી સિદ્ધરાજ અને મયાની કિર્તી અમર રહી.

(વડોદરા રા. ઈ. પૃ. ૧૮)

મયાના મરણ પછી તેની માગણીઓ મંજુર રાખવા સિદ્ધરાજે પોતાના રાજ્યમાંથી અસ્પૃશ્યતાનાં જે જે ચિન્હો હતાં તે સમુળગાં કાઢી નખાવ્યાં એટલુંજ નહિ પણ મયો વણકર જાતનો રજપૂત હતો તેથી વણકરોપ્રતિ સારૂં માન દર્શાવવા માટે સિદ્ધરાજે હાથ વણાટનાં કપડાં ફક્ત વણકરોએ વણવાં એવો પ્રતિબંધ કર્યો તથા દેશદેશાવરના વણકરોને ઉત્તેજન મળવા સારૂં દેશાવરથી વધારે વણકરો બોલાવી શહેરમાં વસાવ્યા. સિદ્ધરાજ પછીના કુમાળપાળે પણ ઉત્તમ કાપડ વણાવવા સારૂં દક્ષિણ હીંદમાંથી ૭૦૦ વણકરો બોલાવી પાટણમાં વસાવ્યા. આમ વણકરોને ઉત્તજન મળવાથી તેઓએ દેશને ઉપયોગી સારૂં કાપડ બનાવવામાં હુશીયાર થયા અને ગુજરાતમાં જે અસ્પૃશ્યતાનું વાદળ હતું તે નાબુદ કરાવ્યું.

( છગનલાલ મોદીના ઇ. પૃ. ૪૯ )

એ રીતે વણકરો અને ચર્મકારો (રજપૂત) હોઈ હવે તેઓને ધાર્મિક બોધની જરૂર જણાતાં તેમાં આવવા કોઇ સામીલ થયા નહી. એથી રામાનંદીય મતના સાધુ, સંત મહંતોએ પ્રથમ આગળ પડતો ભાગ લઈ ઉપદેશ કર્યો. એથી ગોર, ગુરૂઓ, ભાટ, ભવાયા, વગેરે આવી રહ્યા. તેમાંના વણકર અને ચર્મકાર જાતિમાંથી થએલા સાધુસંતોનાં નામો.

દક્ષિણમાં **नंद**, આઉધમાં **रविदास**, મહારાષ્ટ્રમાં **चोखालमेळा**, કાશિમાં **रैदास** બંગાલમાં **हरीदास**, માળવામાં **घासीदास**, મારવાડમાં **दाळलबाइ**, ધાણધારમાં **राघुजी**, પાટણવાડામાં **भगवानदास** અને **कानपीर**, ભાલમાં **सवगण** અને **जोघल पीर**, ભરૂચાંમાં **हरिबावा** ના (મઠીયા) કચ્છ હાલાર-ચિત્તોડ ગામમાં **त्रिकमदास**, ગુજરાત—અમદાવાદ ધી કાંટા સ્ટ્રીટમાં અગ્રાવત દ્વારાના **मलुकदास ( मस्तान )** વગેરે આ અસ્પૃશ્ય વર્ગમાં સાધુ સંતોએ અવતારો લઇ ઘણો કૃતાર્થ મેળવેલ છે? ઈશ્વરનો ન્યાય કઈ એવો નથી કે તેઓને પ્રભુ ન મળે. ગુજરાતી સાતમીમાં **'पंखीडां पीयु पीयु पोकारो'** ના પાઠમાં નાત જાતમાં કંઇ પણ ભેદ બતાવ્યો નથી. આમ ઇશ્વર ભેદ રાખતા નથી તો પછી માણસ જાતીનો ભેદ રાખવો એ મોટું પાપ કર્યા જેવું છે.

## શું અસ્પૃશ્યોમાં આત્મબળ નથી કે ?

પેશ્વા સરકારના લશ્કરમાં શીલેદાર, તથા શીદનાક એ મહાર વણકર અને ચર્મકાર વર્ગના હોઈ તેઓ સેનાપતિ તથા બ્રાહ્મણોને પાણી પાતા હતા અને લશ્કરના મધ્ય ભાગમાં તેઓ તંબુ તાણીને રહેતા. એક વખતે બ્રાહ્મણોએ તેઓના પર અછૂતપણાની ઈર્ષા કરી તેથી તેમનો અમળાટ અશિધારવડે ઉતાર્યો વળી ખીલજી વંશનો છેલ્લો પાદશાહ ખુશરૂખાન એ ખંભાતનો વણકર (અસ્પૃશ્ય વર્ગનો હતો.)છતાં જ્યારે ગાદીપર આવ્યો ત્યારે પોતે હિંદુ છે એવું અભિમાન તેના હૃદયમાંથી મુસલમાન થયા છતાં ગયું નહોતું તેથી હિંદુ રાજ્યની ફરી સ્થાપના કરવાને દેશી રાજાઓને તેણે ઉદ્દેશ્યા પણ કમભાગ્યે અદેખા હિંદુઓ તેના મળતીઆ થયા નહિ તેથી બિચારો માર્યો ગયો, એ રીતે સમય જતાં ગુજરાતના રાજાઓ નબળા પડતા ગયા અને અંદરો અંદર લડવા લાગ્યા તેથી એક બીજાની રૈયત પર પેહેલાં માફક જુલમ ગુજારવા માંડ્યો, હિંદુઓની સ્થિતિ પુર્વેના જેવી થઈ ગઈ. ત્યારે આ પછાત વર્ગના માણસો છતે કપડે તથા છતે અનાજે લુટારા અને અદેખા લોકોની બીકથી ભિખારી જેવા થઈને ફરવા લાગ્યાં જે પ્રથા અંગ્રેજી રાજ્યના પ્રતાપથી મંદ પડી છે તો

પણ હાલ ઘણીજગાએ ઈર્ષાખોરોની નિર્દયતા જોવામાં આવેછે.

( પટેલના ઇ. પૃ. ૭૩ )

આરીતે અસ્પૃશ્યના રજપૂતોછે તે વિષે મુરાદાબાદ નિવાસી પંડિત જવાલાપ્રસાદ મિશ્રજી કહેછે કે હિંદમાં એક એવી જાત છે કે જે કપડાં વણે છે તેઓ અસલના રજપૂત વણકર હોવા છતાં લોકો તેમને નીચ કહી બોલાવે છે; ખરૂં જોતાં તેઓ નીચ નથી પણ રજપૂતો આપત્તિઓમાં વટલાયા છે. આવી સ્થિતિએ આવી ગએલાઓનો પુનઃઉદ્ધાર કરવાની સર્વ દેશી બંધુઓની ફરજ છે. માટે તેઓને આ જમાનામાં સુધારવા ખરો દેશભક્ત તથા ધર્મવીર હશે તે કદી ચુકશે નહિ. આ જાત જાતિનિર્ણય ઉપરોકત થઇ નથી તેમ નીચ પણ નથી પણ ધર્મના સંસ્કારોનો તેમનામાંથી બળવાન લોકોએ લોપ કરાવ્યો તેથી આ દશાએ તેઓ પહોંચ્યા છે.

શ્રીમાન્ લાલા લાજપતરાયજીના વિચારોમાં.

જેટલી 'છૂતાછૂત' અને જાતિ બંધન હાલમાં આપણે જોઇએ છીએ એ મુસલમાનોના અમલ પહેલાં ન હતી, પહેલાના જમાનામાં શૂદ્રો રસોઈયા હતા, હાલમાં બ્રાહ્મણોને રાખે છે. તે રાખવાવાળાને તથા રહેવાવાળાન મોટું કલંકછે.

( તેમના જાતી નિર્ણયમાં )

હિન્દુ હોઈ હિન્દુઓ પર જુલમ ગુજારે છે તેથી તે જુલમ ગુજારનારાઓ સમાજ કદી પોતાની ઉન્નતિ કરી શકતિ નથી આપણે અસ્પૃશ્યોની ઉન્નતિ નહીં કરી એતો તેઓ હિન્દુ સમાજમાંથી નીકળી જશે પછી એમને કરવાનાં જે કામો છે તે આપણે કરવાં પડશે.



# ભારતના ચળકતા હીરા.

## સ્વર્ગસ્થ મહામાનનિય ગોપાળકૃષ્ણ ગોખલે.

બીલ્લાડી કુતરાને આનંદથી આપણે અડકીએ છીએ, પરંતુ અસ્પૃશ્યો કે જે અમારા હિન્દુભાઇ હોવા છતાં તેમનાથી સંકોચાઈએ છીએ એ અમારી ભુલ છે વળી હિંદુ સમાજના અત્યાચારથી એ જાતિ એટલી નીચ ગિરિ છે જે જોવાથી સમજુઓને તો દુ:ખજ છે.

## મહાત્મા મોહનલાલ કરમચંદ ગાંધી.

મદ્રાસ હિંન્દુ વિશ્વવિદ્યાલયમાં.

અસ્પૃશ્યત્વની કલ્પના અનાદિકાળથી નથી ચાલી આવેલી ? જ્યાં સુધી અમે એ રૂઢીને હૃદયના સાથે લગાવી રહ્યા છીએ ત્યાં સુધી અમારી પ્રત્યેક પ્રકારની ઈચ્છા (ઓગતિલિજ ) છે.

(ચાબુક દૈનિક તા.૨૮-૩-૧૬ માંથી )

## મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ સરકાર.

મુંબઇ તા ૨૩–૨૪ મી માર્ચ ૧૯૧૮.

સમગ્ર ભારતમાંથી અસ્પૃશ્યતા કાઢી નાખવા માટે મળેલી પરીષદ્‌માં તે નાનદાર પોતાના ભાષણમાં, અસ્પૃશ્યતા એ માણસની બનાવેલ છે, એના માટે વેદ કે શાસ્ત્રો સંમત નથી, અતિશૂદ્રો માટે મનુના કાયદામાના કેટલાક શ્લોકો શંકાસ્પદ છે, એ ऋषि મુનિઓના વચનોમાં મળતા નથી, એક સમુહ હંમેશને માટે અધમ યા નિચ છે. એવા વિચિત્ર વિચારને સુધરેલી સમાજ ટેકો આપશે નહિ, અસ્પૃશ્યતાનો વિચાર પછવાડેથી ઘુસાડેલો છે અજ્ઞાન અને મગરૂરીમાંથી ઉત્પન્ન થએલો છે, આપણે રાજ્યદ્વારી ન્યાય માગીયે છીએ, તેજ ઉદ્દેશથી આપણે અન્ત્યજોને સામાજીક ન્યાય આપવો જોઇએ, જેઓ ન્યાય માગે તેઓને ન્યાય આપવોજ જોઇએ.

## લો. તિળક મહારાજ.

'अछूत,પણાની રૂઢી પૂર્વકાલમાન હતી તેમાં શાસ્રીય આધાર નથી, જો આપણે અસ્પૃશ્યોને નહી અડકવાની હઠ કરીએ તો "ननी चो य वनातू" યવનોથી કોઇ નીચ નથી, તો પણ આપણે તેમને અડકીએ છીએ ત્યારે અન્ત્યજો કે જેઓ હિન્દુઓ છે તેમની સાથે શા માટે ભળવું જોઇએ ? નહિ.

અસ્પૃશ્યપણાના દોષને કાઢી નાખવો એ ધર્માચાર્યોનું કામ છે ધર્મમાં ભેદભાવ હોઈ શકેજ નહીં એમ હોય તો એવા ધર્મના સામે થવા જેવું છે. અસ્પૃશ્યતાની આડે આવનાર પ્રભુનો એક મહાન ગુન્હો કરે છે.

મારા ઘરમાંથી તો મ્હે અપૃશ્યતા કાઢી નાખી છે જે અન્ત્યજ આવે છે તે મારી પાસેજ ખુરસીપર બેસે છે, આ પછી માનનિય ખાપર્ડે એ જણાવ્યુ કે જ્યારે ચાર વર્ણ થઈ ત્યારે એક બીજાની કન્યા સાથે વિવાહ કરવાની શાસ્ત્રીય આજ્ઞાઓ હતી અન્નવ્ય વહવારનો દોષ હતો જ નહી—સુરતની રાષ્ટ્રીય પરિષદ્‌ના સમય લગભગ ૮૦૦ ભીન્ન જાતિઓ સાથે એક પંકિતયે ભેદભાવ વિના હમે જમ્યા હતા.

( તેમના વ્યાખ્યાનમાંથી )

## કરવીર પીઠારૂઢ શ્રીમાન શંકરાચાર્યજી.

મુસલમાન ઈસાઇયોને અસ્પૃશ્ય માનવા જોઇએ તે છતાં આપણા હિન્દુઓને હિન્દુ હોઈ અસ્પૃશ્યમાને એ તો મહાન પાપ છે, એ વર્ગમાંથી કેટલાક સાધુ સંતો થયા છે કે જેઓને બ્રાહ્મણો એ પણ વંદનીય માન્યા છે.

( તેમના પત્રમાંથી. )

એ રીતે—ઉપસંહારમાં, શ્રી ભગવાનઃ—समोऽहं सर्व भूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः॥

( ગી અ. ૯. શ્લો ૨૯ મા. )

સર્વ પ્રાણી મને સમાન છે અર્થાત્‌ઃ—विद्या विनय संपन्ने ब्राह्मणे गवि हस्तिनि ॥ शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

( ગી અ. ૫ શ્લો. ૧૮. )

જ્ઞાતીઓથી લઇ બ્રાહ્મણ, ગાય હસ્તિ અને કુતરાં તથા ચાંડાલ સુધી મારી દ્રષ્ટિ એતો વેગળાં રાખવા લાયક નથી તો પછી મને જેઓ માનવાવાળા જ્ઞાનીજન પંડિતો અસ્પૃશ્યતાંમાં સમદર્શિન સમાન દ્રષ્ટિવાળા કેમ નહી હોવા જોઇએ—यथेमां वाचं कल्याणी मावदानि जनेभ्यः ॥

મારા તરફથી કલ્યાણ કારી જે વેદો રચાયા છે એ કેવળ એક જાતિના માટે નહી પણઃ—ब्रह्म राजन्याभ्यां शूद्राय चार्याय चस्वा यचारणाय ॥

( યજુ અ ૨૬ મં ૨ )

બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર કિંવા અતિશૂદ્ર અન્ત્યજ દિનોનો ભેદ રાખ્યા વગર સર્વને સરખો અભ્યાસ કરાવવા માટે.

એ રીતે ઐતિહાસિક અને પૈરાણિક સાક્ષાના દૃષ્ટાંતોથી વાંચક વૃંદ કંટાળ્યા તો હરીજ પણ સારાસારનો વિચાર જાણ્યા સિવાય ગાડરીઆ પ્રવાહમાં ચાલનાર વિષે અને સર્વેને એકી લાકડીએ હાંકનાર વિષે બે બોલ વધારે કહેવાની રજા લઉં છું.

કપડાં વણનાર વણકરોને હઠથી અન્ત્યજ કહેતા હો તો તેવોજ ધંધો કરનાર સાળવી, ખાત્રી, પાટીદાર, મુમના-તાઇ, અને વિવર ખાતાના વણકરોને શું કહેશો ? વળી ચામડાં રંગવાનો ધંધો કરનાર ચર્મકારોપ્રતિ જો આભડછેટની લીણુ હોય તો પુનઃ ડબગર, ખાટકી અને મોચીઓના વિષે કેમછે તે કહેશો. આમ હોવા છતાં તેઓના પર મરી ગયેલાં પશુ વાપરવાનો આરોપ હોય તો, હિંસા કરી માંસ ખાવાવાળાઓ વિષે ઓઠકતરૂઓનો શું અભિપ્રાય છે તે કહેશો ?

ઓ અસ્પૃશ્ય વર્ગના આડે આવનારાઓ, જરા તમારી આંખ ઉઘાડી જુઓ. એ વણકર અને ચર્મકાર જાતોમાંથી હજુ લગણ ધાર્મિક સંસ્કારોનો લોપ થયો નથી પણ તેઓનામાં ગુરુ,

ગોર, ગામોટ ચારણ, ગઢવી, ભવાયા વિગેરે અને લગ્ન, જન્મ (છઠ્ઠી), સૂતક, સરામણુ, શ્રાધ, સ્નાન, તીર્થ, વૃત, બારમું, તેરમુ, દેવદેવીઓની પૂજાપાઠ, હોમ હવન, તુળશી, પીંપળો, ગાય, ઈ૦ હિંદુઓને પાળવાના વાર તહેવાર પાળી પોતાના હિંદુ ધર્માનુસાર વર્તે છે. ગુરૂ, બ્રાહ્મણોને શાક્ષિ રાખી દાન દક્ષિણાદિ ખટકર્મો કરાવે છે. છતાં કેટલાક ઉંચ વર્ગ પુંછ ગ્રંથી તેઓને "स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः" પરધર્મી કહેતાં પણ શરમાતા નથી એ કેટલું બધું શોચનિય છે.



# વર્તમાન સમયની પ્રવૃતિ.

હાલની વસ્તી ગણતરી જોતાં ભરતખંડમાં ૩૩ કરોડ માણસોની વસ્તિ છે, તેમાં ૨૩ કરોડ હિંદુઓ હોઈ તેમાંથી ૬—૭ કરોડ અસ્પૃશ્યો છે. તેમાં જોવાની અજાયબી તો એજ છે કેઃ—પર ધર્મિઓ કોઇ પણ રીતે અસ્પૃશ્યોનો બહિષ્કાર કરતા નથી પણ હિંદુધર્મના કટ્ટા દુશ્મન હિંદુઓજ છે